વર્ષથી શહેર આમા રહ્યુ છે અને વિજયનગર, ચાંપાનેર, તેહપુર સિક્રી જેવા શહેરો આબાદ થઈ પછી વેરાન થઈ ગયા એવુ અમ. વાદનુ થવાનુ નથી, દરેક જાતની મુશ્કેલીમાથી પાછુ ઊભુ થઈ પગભર થવાનો યોગ છે આઠ લાખની વસ્તીની એ- વાર એંશી હજાર જેટલી ઘટી પાછી આઠ લાખથી પણ વધુ થઈ છે દશાની પદ્ધતિ સ્થળને લગાડતા ૧૨૦ વર્ષના અને દશાચક્રો ભોગવવાના આવે છે [૯] પશ્ચિમની ગોચરપદ્ધતિ પ્રમાણે એથી ટૂકા સમયમા એક જ ગ્રહ અનેક વાર ભ્રમણ કરી જાય છે દરેક ગ્રહોના સર્વસામાન્ય ગુણ પ્રમાણે ફળ મળ્યુ હોય એવુ જોવામા આવતુ નથી, એટલે સ્થળો માટે એક પણ પદ્ધતિ સારી કહી શકાય એવુ નથી એ રીતે સ્થળોના ભવિષ્યમા ફલજ્યોતિષશાસ્ત્રની ન્યૂનતા જ કહેવી પડે અમદાવાદના જીવનમા એની સ્થાપના (૧૪૧૧) પછી સુલતાન બહાદુરશાહના અમલ સુધી (૧૫૩૭) એણે સારી જાહોજલાલી જોઈ છે, એના દરવાજા સુધી કદી શત્રુ આવ્યો નથી બહાદુરશાહના અમલના અત સમયે હુમાયુએ અમદાવાદ જીત્યુ, પણ શહેરને નુકસાન ન થાય એની કાળજી એ સહુથી બાદશાહે રાખી હતી એ પછી સુલતાનો રહ્યા, પણ અમીરોની સત્તા વધતાં અવ્યવસ્થા વધતી ગઈ અને ૧૫૭૩ મા અકબરે અમદાવાદ જીતી સ્વત ત્ર ગુજરાતના પાટનગરને બ ને મુગલ પ્રાંતનુ વહીવટી પાટનગર બનાવ્યુ આ બનાવની પહેલા અમદાવાદે અરધી સદી સુધી પાટનગરનુ નામ ગુમાવ્યુ હતું પણ મા શાહી કચેરીના ફેરફાર સિવાય એને બીજી કાઈ હાની થઈ નહોતી એ સમય તે સુલતાન મહમૂદ બેગડાએ (૧૪૮૬) ચાંપાનેર જીત્યા પછી રાજધાની ત્યા ખસેડી હતી એ એ સ્થિતિ બહાદુરશાહના અત (૧૫૩૭) સુધી રહી વચ્ચે થોડા વર્ષ મહમૂદ ત્રીજાએ

---

૯ વિંશોત્તરી દશા પ્રમાણે અમદાવાદ હાલ પાચમા દશાચક્રમાથી પસાર થાય છે ગોચરથી જોવાની રીતનો સબધ ગ્રહોના અશ ઉપર આધાર રાખે છે

(૧૫૭૩–૫૪) મહમૂદાબાદ-આજનું મહેમદાવાદ—પોતાનું મુખ્ય રહેઠાણ ફેરવ્યું હતું, પરંતુ અમદાવાદને એથી કાંઇ હાનિ થઈ નહોતી. આ બનાવો દશાચક્ર પ્રમાણે બંધબેસતા આવે છે, આમ છતાં પણ આજ સુધીનાં પાંચ દશાચક્રોમાં બીજા ચક્રનો પાછલો અર્ધ ભાગ ( ૧૭૦૭ થી ૧૭૬૬) અને ત્રીજા ચક્રનો પહેલો અર્ધ ભાગ (૧૭૬૭ થી ૧૮૨૬)-એટલે કે ઔરંગઝેબના મરણ પછીનો બાદશાહી સમયની છેલ્લી અવ્યવસ્થાનો ભાગ અને મરાઠાઓના અમલનો ભાગ—એટલો સમય બીજાં દશાચક્રોમા પ્રમાણમાં સૌથી વધારે ખરાબ કેમ ગયો અને અમદાવાદનાં શરીર અને જીવનને સૌથી વધારે ઘસારો શાથી પહોંચ્યો તેનો ખુલાસો થતો નથી[10] ઇ. સ. ૧૮૮૬ માં ચોથું દશાચક્ર પૂરું થઈ પાંચમું શરૂ થયું. અમદાવાદ મ્યુનિસિપાલિટીની રીતસરની સ્થાપના ૧૮૮૫ માં થઈ. મિલઉદ્યોગ ૧૮૫૯ માં સ્થપાયેલો તે વધતો ગયો. અમદાવાદની વસ્તી આજે આઠ લાખ ઉપરની થઈ અને સમૃદ્ધિ વધી. ગુજરાતી ભાષા બોલનારાઓના પ્રાંતના મોટામાં મોટા શહેર તરીકે આજે આપણે એને ગૂજરાતનું પાટનગર માનીએ છીએ, પરંતુ મુઘલાઈ પછી પાટનગરની ટંકશાળ અને એના ગૌરવની છાપ જતી રહી. મુઘલાઈ પછી ગૂજરાત ભારતનો અણમાનીતો પ્રાંત રહ્યો. બ્રિટિશ અમલમાં કોઈ જાતના સિદ્ધાંત વિનાની વહીવટી પ્રાંતરચના થવાથી ગૂજરાત અને એના મુખ્ય શહેર તરીકે અમદાવાદ અણમાનીતાં જ રહ્યાં, તે આજ સુધી એમ જ છે જે સમૃદ્ધિ વધી છે તે માત્ર લોકોના બુદ્ધિ અને પરિશ્રમથી વધી છે. પાંચમુ દશાચક્ર હજી અરધી સદી સુધી ચાલવાનુ છે એમા શું થાય છે તે જોવાનુ છે

---

૧૦. દશાઓમાં ઘણાખરા બનાવો બંધબેસતા છતાં સ્થળના ભવિષ્યમાં અમુક દશા–અંતરદશા અમુક ચક્રમાં જે જોરદાર ફળ આપે છે તેવું બીજા ચક્રમાં નથી આપતી એ ખામીનું કારણ જડતું નથી. એટલે અંશે એ પદ્ધતિ અપૂર્ણ કહેવાય.

## નવી સાયન કુંડળી પ્રમાણે શ્રી ફણુસેના મતની ચર્ચા

ફલજ્યોતિષની એક રીત સ્થળોને લાગુ પાડવા માટે સંપૂર્ણ નથી કે બરાબર બેસતી નથી તેનો એક વિચિત્ર દાખલો નોંધવા જેવો છે ૧૯૫૦ ના "જ્યોતિષ દર્શન" માસિકના દિવાળીના અંકમાં શ્રી ફણુસેએ શ્રી હરિહરભાઈની સાયન કુંડળી લઈ પોતાને સાયનમાં શ્રદ્ધા હોવાથી તે મુજબ કેટલુંક ફળ લખ્યું છે શ્રી ફણુસે નેપચ્યુનને અમદાવાદ માટે મુખ્ય ગ્રહ ગણીને જે લખે છે તે સુસંગત લાગતું નથી તેની વિસ્તૃત ચર્ચા અહીં અસ્થાને છે એ નેપચ્યુનને દયાવાન અને પરોપકારી કહી વળી મુસલમાન વર્ગનો કારક ગણે છે એ એમની માન્યતા હશે, પરંતુ એમણે એના જે ગુણધર્મ અમદાવાદને લાગુ પાડ્યા છે તે અસંગત છે કન્યાનો શનિ પણ આ શહેર માટે મહત્ત્વનો ગણે છે અને તેના બે ત્રણ દાખલા આપ્યા છે શનિ કન્યામાંથી તુલામાં આવ્યો છે, એટલે આ શહેરમાં ગયા બે ત્રણ વર્ષમાં શું મહત્ત્વનું બન્યું છે તે જાણીતું હોવાથી ચર્ચવાની જરૂર નથી ૧૯૫૦ માં એમણે ૧૯૫૩ નું વર્ષ કપરું જશે એમ લખ્યું છે, તે હમણાં જ પૂરું થયું છે અને કોઈ કપરો બનાવ બન્યો નથી સરસ્મરની દૃષ્ટિએ ડાંકરિયા પંચશતાબ્દી મહોત્સવ અને પ્રાચ્ય વિદ્યાપરિષદના આ વર્ષના બનાવો ઊલટા અમદાવાદની ખ્યાતિ વધારનારા બન્યા છે, મિલોએ પણ કમાણી કરી છે

## કોઈપણ પદ્ધતિ પૂરેપૂરી લાગુ પડી શકતી નથી

આ ઉપરાંત શ્રી ફણુસે લખે છે કે શહેરની કુંડળીમાં રાશિઓના આધારે મીન મેષ અને વૃષભ આવે છે તેથી શહેરનો પૂર્વ તરફનો ભાગ મિલોને લીધે ધુમાડાવાળો છે અને રોગચાળો એ તરફ ચાને વળી આગળ લખે છે કે કન્યારાશિ એલિસબ્રિજ તરફ હોઈ તેમાં ગુરુ છે તેથી એ વિભાગ એશઆરામવાળો અને કોલેજો તથા યુનિવર્સિટીવાળો થયો છે એક ૫૪૦ વર્ષની જિંદગીવાળા શહેરને માટે

જ્યોતિષના આવા ગુણ લાગુ પાડવા એ અર્થ વિનાનું છે મિશે તો છેક ગઈ સદીના પાછલા ભાગમાં થઈ અને આ સદીની શરૂઆતમાં વધી તે પહેલાં અમદાવાદના જીવનમાં એ રાશિઓએ પૂર્વ ભાગમાં અસર ન કરી ? તેથી ઊલટું બાદશાહી સમયમાં છેક ૧૭૫૦ પછી મરાઠાઓના આક્રમણો શરૂ થયાં ત્યાં સુધી અમદાવાદનો આ પૂર્વ તરફનો ભાગ જ સમૃદ્ધ પરાંઓવાળો અને બગીચાઓવાળો હતો. તેમાં બાગે શાબાન અને એનુ તળાવ તો પરદેશી મુસાફરોએ વખાણેલું છે. બીજું એલિસબ્રિજ તરફનો ભાગ એ સમયે ઉજ્જડ અને ખેતરોવાળો જ હતો નદીકાંઠાને અડીને કેટલાંક પરાં હતાં એમા સૌથી સમૃદ્ધ ઉસમાનપુર હતું મીઠાખળી અને માદલપુરને સમાતર લીટી દોરિયે તો એની પાછળ—આજે જ્યા ગૂજરાત કૉલેજ, અને એ પછી બીજી કૉલેજો છે ત્યા કેવળ ખેતરો જ હતાં. તો કન્યા રાશિ અને ગુરુની અસર આ છેલ્લાં પચીસ ત્રીસ વર્ષમાં જ થઈ અને શહેરના જીવનનાં પાચસો વર્ષમા એ કયા ગઈ હતી ? આ ઉપરથી જણાશે કે સ્થળોને માટે ફલજ્યોતિષના નિયમો બરોબર લાગુ પડતા નથી અને એકે પદ્ધતિ એ માટે તદ્દન ખરી મનાય તેવી નથી.

### અમદાવાદની નિરયન કુંડળી*

અમદાવાદ શહેરના ભદ્રના કિલ્લાનુ મુહૂર્ત હિ. સન ૮૧૩ ના

---

* મિરાતે અહમદીએ આપેલી કુંડળી એનો ફરક જોવા માટે અહીં આપી છે, તે આ પ્રમાણે છે. કુંડળી મૂકી લેવી.

લગ્ન કર્ક; સૂર્ય મેષમા. ચંદ્ર, લગ્નમાં કર્કમા; મંગળ, સાતમે મકરમાં; બુધ, નવમે—મીનમા; ગુરુ, પાચમે વૃશ્ચિકમાં, શુક્ર, લાભે, વૃષભમા; શનિ, છઠ્ઠે, ધનમા; રાહુ, નવમે, મીનમા; કેતુ ત્રીજે; કન્યામાં, આમા કુંડળીની વિચિત્રતા જણાઈ આવશે. શીઘ્ર ગ્રહોના કોઈ વાર ફેર આવે, પરંતુ શનિ અને ગુરુ જેવા મંદ ગ્રહોમાં પણ ફેર આવે એ વિચિત્ર ગણાય. આ કુંડળીમાં ગુરુ વૃશ્ચિકમાં અને શનિ ધનુષમાં છે, જ્યારે ઉપરની કુંડળીમાં સિંહમા અને મેષમાં છે. એક વર્ષે અને અઢી વર્ષે રાશિ બદલતા મંદ ગ્રહોમા આટલો બધો ફેર આવે તે કેવું ? આ કુંડળી આજ સુધી મનાઈ અને જોયા વિના બધાએ નોંધી એ પણ આશ્ચર્ય જ છે.

## દશાચક્રો

તા. ૨૬–૨–૧૪૧૧ થી ૨૬–૧૧–૧૫૨૬ સુધી પહેલું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૫૨૬ થી ૨૬–૧૧–૧૬૪૬ સુધી બીજું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૬૪૬ થી ૨૬–૧૧–૧૭૬૬ સુધી ત્રીજું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૭૬૬ થી ૨૬–૧૧–૧૮૮૬ સુધી ચોથું દશાચક્ર
તા. ૨૬–૧૧–૧૮૮૬ થી ૨૬–૧૧–૨૦૦૬ સુધી પાંચમું દશાચક્ર

દરેક ચક્રની મહાદશા અંતરદશાઓ, બનાવો, સરખાવવાનો જેમને રસ હોય તેમણે ગણી લેવી.

સ્પષ્ટ ગ્રહો–(સાયનમાંથી અયનાંશ બાદ કરતાં–નિરયન)

| સૂર્ય. | ચંદ્ર | મંગળ. | બુધ. | ગુરુ. | શુક્ર. | શનિ. | રાહુ | કેતુ. | લગ્ન |
|---|---|---|---|---|---|---|---|---|---|
| ૧૧ | ૦ | ૧૦ | ૧૦ | ૪ | ૦ | ૦ | ૧૧ | ૫ | ૨ |
| ૧ | ૮ | ૨૩ | ૨૧ | ૨૧ | ૧૫ | ૨૧ | ૭ | ૭ | ૧૬ |
| ૩૩ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ | ૨૦ |

